# જગતપતી વંદન તથા કળી આચરણ.

રમુજ ભરેલા સર્વે સોખીલા ગ્રહસ્થો માટે.



**સ્વસ્થાન વડોદરા વાસી.**

પદબંધ, બ્રહ્મક્ષત્રી લલુભાઈ ઇચ્છારામએ-

ઓએ રચ્યાં અને આજ્ઞા લેઈ કનિષ્ઠ

બંધુ ગોરધન ઇચ્છારામ એઓ-

એ પ્રસીદ્ધ કીધાં.



**અમદાવાદ.**

"સ્વદેશભક્ત પ્રિન્ટિંગ પ્રેસ"

સંવત ૧૯૪૧ સને ૧૮૮૫

**કીમત બે આના.**

આવૃત્તિ પહેલી.

૪૧૨૨

## સ્તુતિ વિષે દોહરો.

દુંદાળો દુઃખભંજનો, સદાય બાળે વેશ;
પ્રથમ સરવે સમરજો, ગવરી પુત્ર ગણેસ. ૧

**મનહરછંદ.**—ગણપતીસીષ નામુ, સેવ કરૂં સરસ્વતી;
ગની ઇચ્છુ ગુરૂથકી, ધરૂં જાહાં તનને,
નમુ તુંને જગતાત, ૧પાત જેવી આપી દેહ;
યાચુ કુળદેવી માત, કાપ કષ્ટ વનને;
વંદુ નીજ ઇષ્ટ દેવ, શેવુ પરગોત્ર ૨શ્રર;
કરૂંછું પ્રણામ વળી, રૂડા કવી જનને;
પ્રેમે કહે લલ્લુદાસ, રાખો કૃપા કરી પાસ,
દિજે યશ માન્ય બુધ્ધ, એજ ઇચ્છા મનને. ૧
જરથકી સુખ આપ, કુટંબે કુસંપ કાપ,
ટાળી નાથ પાપ તાપ, જન ૩તારા યાચ છે;
દિજે બુધ્ધ કરૂં કાવ્ય, યસમાન્ય કિર્તી છાપ;
તોટ યાધી બ્યાધી મારા, મન અકળાયછે;
ઝાહાં ઝાહાં ધરૂ તન, તાહાં થાવું તારો જન;
જાણું આપ તારૂ ૪ધામ, એમ આસ્યા થાય છે;
પ્રિતે કહે લલ્લુદાસ, નામું શીષ પુરો આશ,
નહી કરે કહ્યુ કાજ, લાજ તારી જાય છે. ૨

**રાગ પરજ.**—બેડોબાઈ બુડતો તારોરે,એ પાર૦એ રાગ
અરેરે ઓ અંતરજામીરે, વંદુ તુને મસ્તકનામીરે. ટેક૦
ગુરૂ ગોવિંદ કૃપાનિધ કેસવ, કમળાનાથ કૃપાળ;

---

૧ પાંદડાં. ૨ દેવ. ૩ તાહેરા. ૪ ફરી જન્મ ધરવાની ચિંત્યા રહેતી નથી તે ઠેકાણું.

કમળનયન કરૂણાસાગર, શ્રીકૃષ્ણ હરે હો ગોપાળ. અ૦ ૧
ગોપીજન વલ્લભ ગીરધારી, પ્રભૂ ગોપીનાથ ૧ગોવંદ,
ગોકુળેસ ગરૂડાધ્વજસ્વામી, ગોવરધનધારી વ્રજ ૨ ચંદ. અ૦
ગોકુળ ચંદ્ર ગદાધર ગોધર, ગોમ અતિ પ્રિય પરમેસ,
નારાયણ નરસિંહ નીરંજન, નીરાકાર નરેસ. અરે૦ ૩
નરકાંતક નરવિર નરોતમ, નંદલાલ નર રૂપ;
જગનનાથ જળશાઈ તમે, જોતી રૂપ જગ ભૂપ. અરે૦ ૪
જગદાધાર જશોદા નંદન, જગજીવંન જગત નરેશ,
શ્રી જમુના વલ્લભ જગવંદન, જુગદીશ્વર જમુનેશ. અરે૦ ૫
ચક્ર પાણી ચતુર્ભુજ વિઠ્ઠલ, ચિદાનંદ શુભ કંદ;
વિશાળ મુર્તી કેસર મર્દન, સીધર પરમાનંદ. અરે૦ ૬
દયાસિંધુ દામોદર દિનપતી, દીનાનાથ દયાળ;
દીનબંધુ પ્રભુ દેવકી નંદન, નરપતી સુરપતીપાળ. અરે૦ ૭
શ્રીપતી પદ્માપતી રાધાપતી, કમળાપતીરે ભવેશ;
રૂક્ષમણીપતી સાગર જમાત્ર, સીતાપતી રૂસી કેશ. અરે. ૮
પદ્મનાથ પુરશોતમ પરિબ્રહ્મ, પર્મ પુરસ પરમેસ,
પુષ્કરાક્ષ પરમાક્ષ પરમ પ્રભુ, મધુસુદન મથુરેસ. અરે૦ ૯
ધરણીધર વામનજી ત્રીકમ, ગૌપાળક ગીરધાર;
કૌસ્તુભ ધર પીતાંબર સ્વામી, કીશોર કુંજબિહાર. અરે૦ ૧૦
માધવ મોરદન મધુ મરદન, મત્તી વીક્રમ સુખ ધામ;
મુકંદ મેઘ વરણ દિર્ઘ બાહુ, જદુપતિ સુંદર શામ. અરે૦ ૧૧
રામચંદ્ર પ્રભુ દશરથ નંદન, દયા સિંધુ ભગવંત;
રાવણ રિપુ પાહી પાહી કરીયે, પુર્ણાનંદ અનંત. અ૦ ૧૨
ક્ષીરસાગરવાસી રહેમ નજરથી, લાવ્ય સરવપર મહેર;

---

૧ ગોવિંદ. ૨ ચંદ્ર.

૪૨૧૫



સહુ પંચ પરપંચ અર્જ કરેછે, વસની સદા મુજ ચેર. અ૦ ૧૩

**ગરબી.**—મદન મોહન મોરારી. એ રાગ.

કરી કૃપા તેં આણી નેહ, અવધ બિહારી;
આપ્યો મનુશા મુને દેહ, જાવુ છું વારી. ૧
ઉતમ કુળમાં તો પ્રિતે, અવધ બિહારી;
મેળવ્યું કુટંબ શુ રીતે. જાવું છું વારી. ૨
માત તાતથી સુખ લીધું, અવધ બિહારી;
વિદ્યા દાન તેં સારૂ દીધું, જાવું છું વારી. ૩
પ્રૌઢ પ્રાક્રમ તેતો આપ્યું, અવધ બિહારી;
શીળપણું મારૂં સ્થાપ્યું, જાવું છું વારી. ૪
ખાન પાનતો અતિ આપ્યાં, અવધ બિહારી;
તે ન જાય રે કોથી માપ્યા, જાવુંછું વારી. ૫
રૂપ સ્વરૂપ મુને અરપ્યું, અવધ બિહારી;
પાત્ર પ્રમાણે બળ કરપ્યું, જાવુંછું વારી. ૬
દીધી ત્રીયા તેં એક ભાવે, અવધ બિહારી;
જુગલ પુત્ર દ્રષ્ટે આવે, જાવું છું વારી. ૭
સુખ સાગરવત સરખું, અવધ બિહારી;
ન્યાળીને ઉર ઘણું હરખું, જાવુ છું વારી. ૮
મળી સગાના સગાં ટોળે, અવધ બિહારી;
આનંદના વાક્ય રોળે, જાવું છું વારી. ૯
રેહેવાને મંદીર ત્રી કીધાં, અવધ બિહારી;
કોના ગરજુ નવ કીધાં, જાવું છું વારી ૧૦
જાંહાં જાવું ત્યાંથી માન્ય મળતું, અવધ બિહારી;
શત્રુનું ટોળું દુર ટળતું, જાવું છું વારી. ૧૧
જુઠ્ઠ વદુતો સત્ય માને, અવધ બિહારી;

ત્રીકમ તાહારા સહુ તાને, જાવુંછું વારી. ૧૨
માની નવેનિધ મેં લીધી, અવધ બિહારી;
આખર પરાજય શું કીધી, જાવુંછું વારી. ૧૩
તારે ખજાને ખોટ આવી, અવધ બિહારી;
લીધો ન દાસને નભાવી, જાવુંછું વારી. ૧૪
બાનાતણું ન પણ રાખ્યું, અવધ બિહારી.
કેવું તે કષ્ટ શીષ નાખ્યું, જાવું છું વારી. ૧૫
અંતરજામી તું જાણે, અવધ બિહારી;
કહું વિસ્તારી કૃપા આણે, જાવુંછું વારી. ૧૬
ભક્તોના ઉરમાં તું રહેછે, અવધ બિહારી;
લલ્લુ પધડબંધ રોઈ દે છે, જાવું છું વારી;

**રાગ પરજ**—એડોબાઈ ણુડતો તારોરે. એ રાગ.

હરી તેંતો ખેલ મચાવ્યોરે, દીવસ મારા સુખનો ગમાવ્યોરે
વીશ વરષની ઉમર થતાં લગી, ભોગવ્યો વૈભવ અપાર.
ત્યાર પછી કેવું સંકટ પડીયું, સાંભળ પ્રાણ આધાર. હરી૦૧
પુરવ પુણ્ય તણે પરતાપે, નવે ગ્રહે લાવ્યા રોષ;
તું જાણે પણ કહુંછું ભાખી, ટાળજે સર્વના દોષ. હરી૦૨
આયુષ ખુટેથી દેહ રોગ નડીયો, પડીયો પિતાને શીશ;
સ્વર્ગવાસી મમ તાતને કીધાં, પ્રીતે તમો જુગદીશ. હરી૦૩
કુસુંપ કુટુંબમાં થયો ઉત્પન્ન, પડતે દીને પરમાણુ;
ક્લેશનો રણસ્થંભ રોપાયો, કોની કો સુણે ન વાણ. હરી૦૪
મંદ મતી થયાં માતા મારી, કુડાં મુકે શીર આળ;
ત્રાહેત્રાહે આ પ્રાણ કરે, જાણે ભાગી સરોવર પાળ. હરી૦૫
*મૃદુવાણીથી સમજાવું પ્રીતે, આણું સોગનપર વાત;

---

* નરમા,

ત્યારે કહે મુજ કંથ થયા મોક્ષ, નહિતર આવું ક્યાંથી થાત. હરી. ૬
બંધુને મુકયો વડીલ ૧પિતા ઘેર, તમો ઊડાવો છો લેહેર;
મેં કહ્યું માતા વૃધ થયા એ, ઉર વિચારોને પેર. હરી૦૭
ત્યાં નથી સંકટ લેશ ૨વિરાને, માજી તજોને કંકાસ;
બાઇને બેગુ નથી આવવું, દીધાં ઘણાંએ મેં પાસ. હરી૦૮
માટે માતાજી મેહેર કરી આપ, કલેસનો કરો ભંગ;
આજથી ૩સુવર્ણ રૂપા અલંકાર, મારે ન ધરવા અંગ. હરી૦૯
અરેરે ઇશ્વર તોય જનુની, દ્રષ્ટી કરે નવ ૪મીષ્ટ.
કલેશને કુશબ્દે કરીને, આ અંગ નાંખે ૫પીષ્ટ. હરી૦૧૦
દીનબંધુ સુડી વચે સોપારી, પેઠે લાગ્યા મારા ભોગ;
સુનિતથી જગમાં હું વૃતુ તોયે, ક્યાંથી આવ્યો રે આજોગ. હરી. ૧૧
વડીલ પિતા એહે પ્રતાપે, કરતા આવે અતિ સોર;૬
તને ન ખાવા મળ્યુ ત્યારે બંધુને, આપ્યો તે મુજને ઢોર. હરી. ૧૨
વળી કુશબ્દની વૃષ્ટી કરે, ખરે સ્વાન કરણુના ૭કીડ.
ઘરની ૮ગુપ્ત વાતો કરે બહાર, એવી આવી પડી ભીડ. હરી. ૧૩
બળ કરી આવે મારવા માટે, શત્રુ સામા જેમ થાય;
પુત્ર વધુને કુસબ્દ કહે, તેના પાપ કદી ના મુકાય. હરી૦૧૪
એવું વેદ પુરાણુ કહે છે, શ્રોતા ધરો સહુ મન;
લલ્લુ પધડબંધ રોશ કરે નહી, ૯જુક્તે જેવા પડે દન. હરી. ૧૫
**રાગ દેવગંધાર**—જંજાળી જીવડે ભક્તિની જુગતી એ રાગ.
ઓ વિઠ્ઠલ મારા, આ તે દીવસ ક્યાંથી દીધો;
ઉત્તમ મનુશા દેહજ આપી, વૃથા જનમારો કીધો.

---

૧ બાપના બાપ—તેને આપણુ દાદા કહીએ છીએ. ૨. બાઇને ૩. સોનું. ૪. મીઠી. ૫. લોટ. ૬. પોકાર ૭. કીડા. ૮ છાંની ૯ ભાગવે.

ઇજતને ખાંપણ લગાડયું આતે દીવસ કયાંથી દીધો. ટેક.
માત તાત વડીલજ મારા, શત્રુવટ થઈ શાલે;
પરગોત્રી પેઠે રહે અળગા, હિમત્ત કદી ન આલે. એ વિઠુ૦ ૧
પુત્રો પાસે માગે લેખું, જમાઈને જર ધીરે;
પૃથ્વી ઉપર નાવ ચલાવે, જૈ ઓળે જેમ નીરે. એ વિઠુ૦ ૨
નિજ પુત્રના પરિવારને, તજે ક્રોધથી દાખી;
પુત્રીની પ્રજાને રાખે, જેમ મંદીરની માખી. એ વિઠુ૦ ૩
ઝાઝુ કહેતાં લાજી મરિયે, જાંગ ઉઘાડી આપે:
એમાં નહિ એ દોશ એમનો, મારા પુરવ પાપે. એ૦ ૪
મમ બંધુને કાડયો જુદો, જરની લાલચ રાખી;
જર વાહાલું પુત્ર નહિ પ્યારો, કહુ શું ધરમે ભાખી. એ૦ ૫
સત્તર કામ મુકી કાજ કરો પણ, પાછળ અપયશ આપે;
પાંચ મનુષમાં કરે ટકાના, લેશ માન્ય ના સ્થાપે. એ વિઠુ. ૬
ભજન કિરતન દાન કરૂંને, દેવ દરસાનમાં ફરિયે;
કાવ્ય કળા કરૂં એ પાસે, મુરખ મધે ઠરિયે. એ વિ૦ ૭
એવું કૃતવ રૂચે નહીને. પૈસો લાગે પ્યારો,
જાણે નહી કે નામ થાય છે, વિચાર લે છે ન્યારો. એ૦ ૮
કહેતાં તો એમ પાર ન આવે, લીધો બંધુ મેં ભેળો;
આવા કૃતથી ધીરજ રાખી, રાખ્યો સર્વથી મેળો. એ૦ ૯
||ભિને ભેળો લૈ મેં રૂડી, ઘરની ગોઠવણ કીધી;
બંધુને ભોજાઈએ એકાંતે, મુળી સુંઘાડી દીધી. એ૦ ૧૦
કૂદીને બે રહ્યા જુજવા, કોહોને કહીયે વરણી;
તે વેળા એમ કષ્ટ થયું, તું દે જગામાં ધરણી. એ૦ ૧૧
ભગનીના ઉર લાગ્યું ખોટું, તાત થયા *સ્રગ વાસી;

||ભાઇને. * સ્વર્ગ.

પૈની કંચુકી પટકુલથી, થૈન હું સુખરાસી. ઓ૦ ૧૨
અર્ધંગા બહુ ||શોચ ધરતી, અલંકાર નવ મળીઆ.
ક્યાં આ ઘરથી પાનું પડીયું, કીયાં પ્રાશ્ચીત ભળીયા. ઓ. ૧૩
વાહાલા તે વૈરી થૈ બેઠાં, કરે અપકિર્તી ભારી;
મોઢે ચરચા મીષ્ટ ચલાવે, પાછળ દે તૂચ્છકારી. ઓ વિઠ્ઠ. ૧૪
સગાં થઈ ગુપત ધન ખાધું, કહેતાં ¶જુઠ ઠરાવે;
સ્વશુર વર્ગને ×માતુલાદિ કુ રીતે હસાવે. ઓ વિઠ્ઠ. ૧૫
દેણું લેવાને સહુ આવે, લેણું કો ના આપે;
જળ જોઇને જઈએ જો પીવા, ત્યાં અગ્નિએ વાપે. ઓ૦ ૧૬
પાંચ ટકાનો લાભ જોઇને, ઉદ્યોગ જો કદી કરીએ;
સાત ટકા તે વેપાર માંહે, પાછળથી પરહરીએ. ઓ૦ ૧૭
ધર્મ તણો પંથ બંધ થયો, કો માને વાત ન સાચી;
ઉલટો ક્રોધ કરે તે જન, કીધાવત રહીએ નાચી. ઓ૦ ૧૮
એથી મન મુરખ બહુ પસ્તાયુ, સાગરમાં જઈ પડીએ;
કે વીખ ખડક ખાઇને મરીયે, કે કુંપે લડથડીએ. ઓ૦ ૧૯
કે પહાડ તાડ ઉપર ચડીને, અંગ અવયવો વિદારૂ;
કે સરીતા સરોવરમાં જઇ, ભુદર ડુબકી મારૂં. ઓ૦ ૨૦
કે પ્રથ્વી કોચી જઉ પાતાળે, અન્ન તજી અંગ પાડું;
ઓ ઇશ્વિર ન સહેન થાય દુખ, જીભ કરડી જીવ કહાડું. ઓ. ૨૧
રે સીતાકંથ પડતા ઉપર પાટું આવી પડીયું;
પધડબંધ કહે કીયા જનમનું પ્રાશ્ચીત આવી નડીયુ. ઓ૦ ૨૨

## રાગ સેવાડો.

વળતી વિસંભર બોલીયા, સુણો સાધવીરે. એ રાગ.
અરર અરજી માહેરી, જગતપતીરે.

---

|| ચિંત્યા ¶ જુઠાં. × મામા.

ધરી સરવણ તું તો નીવાર, કષ્ટ દીધું અીતરે.
જોડુ જુગલ હું ભૂજને, જગતપતીરે;
ધરૂં શીષ ચરણમોઝાર, કષ્ટ દીધું અતીરે. ૧
ભક્તવત્સલ કેહેવાવ છો, જગતપતીરે;
કેમ તેં પણ મુક્યુ નાથ, કષ્ટ દીધું અતીરે.
એવા ગુના મારા સ્યા થયા, જગતપતીરે;
નથી કુકર્મમાં ઘાલ્યો હાથ, કષ્ટ દીધું અતીરે. ૨
કદાચ અન્યા મુજથી. જગતપતીરે;
હશે થયું કોઇક વાર, કષ્ટ દીધું અતીરે.
તેતો કળા જાણું તાહરી, જગતપતીરે;
મમ શીષ નિમીત એ સાર. કષ્ટ દીધું અતીરે. ૩
તાહારા હુકમ વિના હરી, જગતપતીરે;
નથી ડોલતું વૃક્ષનું પાન, કષ્ટ દીધું અતીરે.
વળી ઇચ્છા તો તાહરી, જગતપતીરે;
મળે માનને અપમાન, કષ્ટ દીધું અતીરે. ૪
તુજ ઇચ્છા થકી પક્ષીયો, જગતપતીરે;
ઉડે ઘણા કરે ×માળ, કષ્ટ દીધું અતીરે.
વળી કૃતવતો તારા થકી, જગતપતીરે;
સુરા ધરે રણે જઇ ઢાળ. કષ્ટ દીધું અતીરે. ૫
નવસેં નવાણું નદી તણાં, જગતપતીરે;
તુજ વડે ચાલે નીર, કષ્ટ દીધું અતીરે;
ગીરીવર તુજ ઇચ્છા વડે, જગતપતીરે;
ઘણાં રહ્યાં જોયાં સ્થીર, કષ્ટ દીધું અતીરે. ૬
તારી કૃપાવડે ÷આભતો, જગતપતીરે;

× માળા–પક્ષીયોને રહેવાના ઘર, ÷ આકાશ.

સ્થંભે-ચાલે ગગડાટ, કષ્ટ દીધું અતીરે
સસી ભાંનુ દ્રષ્ટે પડે. જગતપતીરે;
અસ્ત થાય ગતી તુજ માટ, કષ્ટ દીધું અતીરે. ૭
કોણ ગજુ હું બાળનું, જગતપતીરે;
રંક નિરબળ માહેરી જાત, કષ્ટ દીધું અતીરે.
છોરૂ કછોરૂ થાય છે, જગતપતીરે;
કુપાત્ર ન થાયે તાત માત. કષ્ટ દીધું અતીરે. ૮
કોટી અન્યા થાય મુજથી, જગતપતીરે;
પણ તારે ન રચવા દાવ, કષ્ટ દીધું અતીરે.
સામર્થ થઈ નિરબળને દમો, જગતપતીરે;
તમ ઉપર ધરે કોણ ભાવ, કષ્ટ દીધું અતીરે. ૯
સંકટ નાખ્યું તેં મુને; જગતપતીરે;
આવ્યો ન આવ્યો હું સંસાર, કષ્ટ દીધું અતીરે.
તને કદી ન વિસારીયો, જગતપતીરે;
જરા કરની મન વિચાર, કષ્ટ દીધું અતીરે.૧૦
માટે કૃપા કરી નાથજી, જગતપતીરે;
કરો રાંકની ઉપર સહાય, કષ્ટ દીધું અતીરે.
કીયા અધર્મ કર્યા મેં હશે, જગતપતીરે;
લલ્લુ સંકટમાં સપડાય, કષ્ટ દીધું અતીરે. ૧૧

## રાગ મલ્હાર.

કીંકર તારો જાણી રે રે રે હો લેજે ઉગારી મુને નાથજીરે ટેક.
માત પિતાને સ્વામી, મેં સ્યા કુ શબ્દો કીધાં;
વેણુ ઉર નવ સ્થાપી, ઉત્તર શું પાછા દીધા. કીંકર. ૧
કે વડીલ બંધુ કેરો, વાકય અનાદર કીધો;
કે વાહાલાનો થઈ વેરી, ને પાર પેટનો લીધો. કીંકર. ૨

કે સ્વ કુટુંબમાં છતાં, મૈથુન ક્રીયા મેં કીધી;
કે કો ધનવંતજ કેરી પુંજી, કપટે હરી લીધી. કીંકર. ૩
કે મેં ગુરુ મારાને, હશેજી શું દુભાવ્યા;
કે લેણદારને હરજી, હશેજી શું સતાવ્યા. કીંકર. ૪
કે ગુરૂપત્નિને પ્રભુ, કુદ્રષ્ટે જોયાં ઝાંખી;
કે પરના લંછન ભૂધર, પ્રગટ દીધાં મેં દાખી. કીંકર. ૫
કે નિંદા પરની માંડી, મમતમાં ઝાઝો આડીયો;
કે વીવા રંકનો થાતાં, ખીલીવત વચ્ચે પડીઓ. કીંકર. ૬
કે સાધુ બ્રાહ્મણ સાથે, અતિશે ઝઘડો કીધો;
મિત્રાને આફત કાજે, હશે શું મેં છેહ દીધો. કીંકર. ૭
કે બાળકને ક્રોધેથી, અપમાન્ય કરી દુર ટાળ્યા;
પયપાન થકી છોડાવી, ને મનડાં તેના બાળ્યા. કીંકર. ૮
કે સરીતા નિંકો કેરાં વહેતાં મેં નીર અટકાવ્યા;
કે મંદમતીને પ્રભુ, કુમત આપી ભરમાવ્યા. કીંકર. ૯
કે સરોવર પાળો ભાંગી, કે પંકતી ભેદજ કીધો;
કે કો ગુણીયલને કેશવ, ફોગટ અપયશ મે દીધો. કીંકર. ૧૦
કે પીપળ વૃક્ષજ મોડયા, તુળશીનાં ડાળાં ચુંટયા,
સંકટસાગરમાં બુડયો, તે કીયાં પ્રચ્છીત ફુટયાં. કીંકર. ૧૧
કે સાધુ બ્રાહ્મણને મેં, વિઠ્ઠલ અપમાનજ દીધું;
ભીક્ષુતને પાછા વાળી, કુભાષણ મુખે કીધું. કીંકર. ૧૨
કે કોને વિસવાસ આપી, અંતરિયાર મસ્તક કાપ્યુ;
કે કો જનનું છોડાવા, વરખાશણ ચિતજ વાપ્યુ. કીંકર ૧૩
સતી સીર મુકયાં આળ, કે દવ વનમાં લગાડયો;
કે પરણી ત્રીયા કેરો, વૃથા જન્મજ બગાડયો. કીંકર. ૧૪
કે પરજ્ઞાતી મેં કેરી, કપટેથી દેહ વટાળી;

કે પક્ષે પંચાત કીધી, જોયું એક દ્રષ્ટે ભાળી. કીંકર ૧૫
કે મળતાને મેં માર્યો, કે ખૈને ખોટું ગાયું;
દુર્બલની કીધી હાંસી, તે શું સંકટ આ છાયું. કીંકર. ૧૬
કે કોને જમતાં ખાળ્યો, કે ગામ ઉજડ મેં કીધું;
કે ભોજન ભાણું ટાળ્યું, બેટી વેચી ધન લીધું. કીંકર. ૧૭
કે માહાન પુરૂષ કેરૂં, મેં મમતે માન્યજ ખોયું;
કે પરત્રીયા ધન ઉપર, વિકટ દ્રષ્ટેથી જોયું. કીંકર. ૧૮
કે ગૌ ટોળાં ચરતાંને, કુમતે પાછાં વાળ્યાં;
કે દાન કરતાં ખાળ્યું, કે ગંજીબીડ મેં બાળ્યાં. કીંકર. ૧૯
કે સારસ્વતીને દેહ્ઈ, અપમાન અતિ હું ફુલ્યો;
કે આત્મઘાતો કીધી, તે આવા કષ્ટે ઝુલ્યો. કીંકર. ૨૦
કે કુટુંબને મેં ત્યાગી, એકીલે ભોજન કીધું;
ઓ માધવ વાહારે ધાની.તાહારા ખોળે શીર દીધું. કીંકર. ૨૧
અભક્ષા ભોજન કીધું, કે મદીરા મેં પીધું;
શામળીયા સરણે લેજે, લલ્લુ કે છેવટ કીધું. કીંકર. ૨૨

---

## દેશી ચાલતી.

શું વર્ણું દુષણ મ્હારાંરે રે રે હો પાર ન આવે સીતાપતીરે ટેક
કે ગોને મીથુન કરતાં, ઇશ્વિર ક્રોધે નશાડી;
કે મુઠ ચોટ મેં મારી, કો પ્રાણી નાંખ્યા પાડી. શું વર્ણું.૧
કે સદાવ્રત મેં તોડયું, કે તીરથવ્રત મેં તોડયું;
કે જરના જોરે સમલણાંધી, ચર પાગો ફોડયાં.
કે ઘ્રત વિનાનું ભોજન, અરપણ કોને મેં કીધું;
કે ભ્રષ્ઠ ધર્મ નિજ કીધો, કે કોઇને વિખજ દીધું. શું. ૩
કે હિંસ્યા કર્મજ કીધું, કે છાણે છાણું ભાગ્યું;

કે અંકાગ ત્રીયા સાથે, ૧વિસેમાં મન મમ લાગ્યું. શું ૪
કે કુડી સાખજ પુરી, કે દીવે દીવો કીધો;
કે કામઅંધ હું થઇને, પશુ શું ભોગજ લીધો. શું. ૫
કે ૨જ સ્વાળા થૈ સ્ત્રી, તે સાથે ગમન કીધું;
કે અસત્ય બોલી દ્વીજનું, ને ભાણેજનું ધન લીધું. શું. ૬
કે માતુલ પત્ની સાથે, હું જારકર્મ શું રમીઓ;
કે નિરગુણ યોગી ન્યાળી, હરજી અહંકારે ન નમીયો. શું. ૭
કે ચડતી દેયડી કોની, મેં અવિચારે પાડી;
કે શિવાલય મેં તોડયું, કે કાપી વનની ઝાડી. શું. ૮
કે પ્રત્મા કેરો જીવણુ, હશે તુચ્છકારજ કીધો;
કે ક્રોધી પ્રપંચ માંડી, મેં સ્વારથ સાધી લીધો. શું. ૯
કે કો ૨,પંથીને સ્વામી, રણમાં રઝળતો મૂકયો;
કે નાવ જળમાં બોળ્યું, કે વાવ ૩કુપમાં જઇ થુંકયો. શું. ૧૦
કે વેદ વાકયની નિંદા, માધવ રોશેથી કીધી;
કે ૪ઓડકિયો ભરમાવી, ૫જીનગાની તેની લીધી. શું ૧૧
કે જળ સુરોના સ્થાને, કો વિનતા સાથે હસીયો;
તેથી શું વિઠ્ઠલ મારા, આ સંકટ માંહે ફસીયો. શું. ૧૨
કે તિરથ વ્રતના દિવશે, નિજ નારીશું રંગ રમીયો;
કે ઓચ્છવ શ્રાદ્ધ કરીને, હું જાર કરમમાં ભમીઓ. શું. ૧૩
કે ત્રીકમ ઢોંગ કરીને, કુટુંબના પોશણ કીધાં;
કે પવિત્ર પ્રથ્વી માંહે, ભ્રષ્ટ ૬ડગલાં મેં દીધાં. શું. ૧૪
કે ૭આદીતને અમાસે, મેં દરપણમાં મુખ ભાળ્યું;
આ વ્રતને ૮પિત્રુદિવસે, મુખ ૯દર્શક મેં ના ટાળ્યું.શું. ૧૫

૧ કામદેવ. ૨ વાટે ચાલતો. ૩ કુવો. ૪ વિધવાસ્ત્રીયો, ૫,દ્રવ્યાદી પદાર્થોની આસ્થા. ૬ અપવિત્ર પગથી ચાલી મ ચા. ૭ રવીવારે ૮ આયનો ૯ ।પત્નીઓના શ્રાદ્ધ વિશે.

કે સુના મંદીર માંહે, મેં મીથુન ક્રીયા કીધી;
તેથી શું ગોવીંદ મારા, આ દશા મુજને દીધી. શું. ૧૬
કે વૃક્ષ મુળો પાસે, મેં મળનો ત્યાગજ કીધો;
કે પક્ષી ટોળાંને મેં, અનાચક ભય જઈ દીધો; શું. ૧૭
કે એવા અપ્રાધ મારા, કીધે તો પાર ન આવે;
લલ્લુ કહે લે ઉગારી, દસરથ નંદન તું હાવે. શું. ૧૮

## રાગ પરજીઓ.

મારા અન્યા તણો નહી પારરે, જરા ઉરમાં દયાતું ધારરે;
આવા કષ્ટથી હવે ઉગાર, હો ગહનગતી પ્રભૂ તારીરે. ૧
ખાધાં સવરીના એઠાં તેં બોરરે, વાળી વાંદરનો ઉતાર્યો તોરરે
હણ્યો કબંધને કરતોતો જોર, હો ગહનગતી પ્રભૂ તારીરે. ૩
દધીનો તો ઉતાર્યો અહંકારરે, કરી વિભીક્ષણની વહારરે;
પછી ઉતર્યા સિંધુથી પાર, હો ગહનગતી પ્રભૂ તારીરે. ૩
રાવણ દળ* સહીત સીર કાપ્યું, વિભીક્ષણની ઉપર હેતવાપ્યુરે.
પોતે લંકાનું રાજતો આપ્યું, હો ગહનગતી પ્રભૂ તારીરે. ૪
ધ્રુ‡ પ્રેહ્લાદને નિજ પદ દીધુંરે, મીરાંબાઈનું વિખતોપીધુરે;
તેલ સુધનવાનું ટાઢું કીધુંરે, હો ગહનગતી પ્રભૂ તારીરે. ૫
કરમાબાઈનો ખીચડો ચાખ્યોરે, ગજગ્રાહથી ઉગારી રાખ્યોરે;
બ્રહ્માનો ભ્રમ ભાગી નાંખ્યો, હો ગહનગતી પ્રભૂ તારીરે. ૬
જમ્યા વિદુરની પ્રેમે ભાજીરે, થયા કુબજ્યા ઉપર તમો રાજીરે;
રમાડી ગોપીઓ રંગે ઝાઝી, હો ગહનગતી પ્રભૂ તારીરે. ૭
માર્યો કંસને ત્રીકમ રોળીરે, ફોડી નાખતા વ્રજની ગોળીરે;
નીત ચરાવતા ધેનુ ટોળી, હો ગહનગતી પ્રભૂ તારીરે. ૮
નાથ્યો વિઠ્ઠલ કાળીનાગરે, જાંબુવાનને હણ્યો જોઈ લાગરે;

---

* સન્ય. ‡ ધ્રુવ

ગુણ ગાતા ન આવે હો થાગ, હો ગહનગતી પ્રભૂ તારીરે. ૯
પુર્યાં દ્રુપતીના પ્રભૂ ચીરરે, ભર્યું ચંડાળને ઘેર નીરરે;
થયા ન્યાઇરૂપે રઘુવીર, હો ગહનગતી પ્રભુ તારીરે. ૧૦
હરિશ્ચંદ્રની કીધી સાહાયરે, નામદેવની જીવાડી ગાયરે;
ચાંપ્યો પાતાળે જે બળીરાય, હો ગહનગતી પ્રભૂ તારીરે. ૧૧
કુંતા પુત્ર તણો રથ હાંકયોરે, તુજ ગુણ વરણતાં થાકયોરે;
આવો હું કયાં અભાગી પાકયો હો ગહનગતી પ્રભૂ તારીરે. ૧૨
બેહેન§ અરજુનને પોતે દીધીરે, અંતે મોક્ષગતી તેની કીધીરે;
ભૂધર કૌરવની લાજ લીધી હો ગહનગતી પ્રભૂ તારીરે. ૧૩
ધનાભકતના ધઉં તેં ઉછેર્યારે, રામ નારાયણ નામે પેર્યારે;
સજન કસાઇના પ્રાછીત વધેર્યા, હો ગહનગતી પ્રભૂતારીરે. ૧૪
મેહેતા નરસિંહની હુંડી સિકારીરે, હાર-શ્રાદ્ધ કર્યું સંભારીરે;
નાગર તણી અહંકૃની ઉતારી, હો ગહનગતી પ્રભૂતારીરે. ૧૫
કીર પઢાવતાં ગુણકા ઓધારીરે, પ્રાણજીવન પરઉપગારીરે;
મારી અરજ લ્યોને સંભારી, હો ગહનગતી પ્રભૂ તારીરે. ૧૬
તમો ભકતવત્સલ હરિ કહાવોરે, કેમ મારા માટે મોંઘા થાવોરે
જીવણ થોડી કૃપા ઉર લાવો, હો ગહનગતિ પ્રભૂ તારીરે. ૧૭
તારા દાસતણો દાસ થાવુંરે, શીદ દે દુઃખ હું પસ્તાવુંરે;
તારે કરવું ઘટે નહિ આવું, હો ગહનગતિ પ્રભૂ તારીરે. ૧૮
આ વેળાએ ઉગારી નહિ બેસોરે, કયારે જદુપતિ ઓથ દેશોરે;
જાશે નીરવહિ ત્યારે શું વેહેશો, હો ગહનગતિ પ્રભૂ તારીરે. ૧૯
મારા દોષ તું ટાળને કાંકરે, એમાં નથી પ્રભૂ તારો વાંકરે;
મમ પૂર્વતણો એ ટાંક, હો ગહનગતિ પ્રભૂ તારીરે. ૨૦
કયાં હશે મે કૃત્ય જેવાંરે, આવી દશા કરે મુને તેવારે;

---

§ સુભદ્રા.

તેમાં શું હોય બીજાને દેવાં, હો ગહનગતિ પ્રભૂ તારીરે. ૧૨
હુતો ટેલ 'પજાવું છું' તારીરે, લેની વેળાસર તું ઉગારીરે;
જશે લાજ તારીતો મોરારી, હો ગહનગતિ પ્રભૂ તારીરે. ૨૨
વારે વારે હું મસ્તક નામુંરે, જરા જોની પામરના સામુંરે;
પધડબંધ કહે કષ્ટ પામું, હો ગહનગતિ પ્રભૂ તારીરે. ૨૩

---

## રાગ મલાર.

કૃપાળુ કરૂણા કરજોરે રે રે હો, આ વિપત ન્યાળી શામળારે. ટેક
તું ભક્ત તણો થૈ બેલીને, સેજે સંકટ કાપ્યાં;
જેને હોય જેવી ઇચ્છા, તેવાં ફળ તેને આપ્યાં.
હું એક અધમના કાજે શું, આવાં સંકટ સ્થાપ્યાં. કૃપાળુ. ૧
શું એમાં તુજને પડયું, જોર કહે અંતરજામી;
તેં ગોવરધનને તોળ્યો, ત્યારે નવ લાગી ખામી.
હું એક દુષ્ટના કાજે, નથી ભરતો તું હામી. કૃપાળુ૦ ૨
ઓ વંદ્રાવનના વાસી, મેં શી અપકિર્તી કીધી;
સુદામાજીને હરજી, નવેનીધ કયાંથી દીધી.
મેં શા અન્યા આચરિયાં, તે સંભાળજ ના લીધી. કૃપાળુ૦ ૩
જેહ ઈચ્છતો તુજને આવે, તેને તુંતો રંજાડે;
માસી પુતનાને મુકિત, આ.ી તે કે સ્યા પાડે.
ગોપીમંડળ રખડતું, મુકયું તેં આંકજ આડે. કૃપાળુ૦ ૪
ચતુરમય તે ગુંથાયા તો, કોણ ગજુ હરિ મારૂ;
સતીને ૧વિભળ કીધી, એવું કૃતવ છે તાહારૂ.

---

૧. જાળંધરની સ્ત્રી વૃંદા.

તું તાત સૃષ્ટીનો કહાવે, તુને રૂચે તે સારૂં. કૃપાળુ૦ ૫
જો નિરબળ કૃતવ એવું, કરે તો સામો થાયે;
અભિમન્યુને મરાવ્યો, શા માટે જાદવરાયે.
ઓ કૃષ્ણ કપટી નામ તારૂં, જગત જન ગાયે. કૃપાળુ૦ ૬
સ્વારથનો થૈ સાથી, સુગ્રીવને તો રાજ દીધું;
પક્ષે કમર બાંધી, કૌરવ ૧સાથે જુદ્ધ કીધું.
પાંડવ તુજને ભજતાં, તેણે તે શું સુખ લીધું. કૃપાળુ૦ ૭
એમ ભણતાં પાર ન આવે, ઓ ઘટઘટ કેરા વાસી;
એક ઘડી વર્ષ થાયે, વાહારે ચડની અવિનાશી.
જગતના વૈભવ ન્યાળી, મન વાપે છે ઉદાશી. કૃપાળુ૦ ૮
માટે કરગરી કહું છું, તું દેને વૈભવ સારા;
હું ગર્ભતણું પણ પાળી, બીજા નહિ શીખું ચારા.
શું કુબુદ્ધિએ વિચરાવો, એતો વિચારજ તાહારા, કૃપાળુ૦ ૯
જો દેવું કષ્ટજ હોતું, તો અવતારજ શીદ આપ્યો;
સૃષ્ટિમાં દેહ ધરાવી, તેં દુખિયારો શું સ્થાપ્યો.
નિત્ય કરતાં સમરણ તાહારૂં, શા કારણ ક્રોધે વાપ્યો. કૃપાળુ.૧૦
આ સંસાર સુખજ કેરો, મે સ્વાદ જરા ન ચાખ્યો;
શા માટે પંડજ મારો, અળગો વિહ્વલ રાખ્યો.
પામર પ્રાણી જાણોછો, પણ દુખનો ડુંગર નાખ્યો. કૃપાળુ.૧૧
એમ વર્ણન કરતાં વાણી, ને પાણીનો પાર ન આવે;
દીન કેરી દાદ સુણીને, ચડની વાહારે તું હાવે.
આજીજીયો કરૂં છું માધવ, શા માટે મુજને તાવે. કૃપાળુ.૧૨

---

૧. પાંડવો સારૂ.

કમળાકંથ વિનતી સુણીને, આવ્યા ઝટપટ આઈ;
દ્રવ્યાદિથી સુખ દીધું તે, શું કહું મુખે ગાઈ.
માફ ગુન્હા સહુ કીધા, રાધાનાથે હરખાઇ. કૃપાળુ૦ ૧૩
આ અરજી સુણી શીખીને, ગાયે નરને નારી;
તે ચાર પદારથ પામે, બોલ્યા મુખે મોરારી.
પધડબંધ લલ્લુ પ્રેમે, કહેછેજી હાથ પસારી. કૃપાળુ. ૧૪



## કળીયુગના આચરણ.

રાગ સીતાજીના મહીનાનો.

રામચંદ્ર કહે સુણો ભ્રાત, કળી જ્યારે આવશે;
ધન બળહિણ થાશે આ જગત, ધર્મ ગમાવશે. ટેક૦
નર નારીઓ તજીને સ્નેહ, કલહ ઉભો કરી;
વસે જુજવાં લઇનેરે ધામ, વેણ વક્ર ઓચરી,
નહી માને કોની શિક્ષાય, આપ અહંકારથી;
બાઇસાહેબ રેહેશેજી ખુશ, લાવી અન્ય નારથી.
ખાનપાન કરે નવી રંગ, જુનીને પરહરી;
વળી દે દુઃખ તેને અપાર, દાગો ૧બે કરી.
પણ જાણું ન થઉં છું સ્વાધિન, નગ્ન નચાવશે; રામ૦ ૧
સ્રીયા કંથ તણોરે વિયોગ, મનમાં ધારીને;
દગ્ધ કરશે પોતાનું અંગ, બેસાશે હારીને.
પણ ચેતીને સ્વામીના વેણ, કર્ણે ના ધરે;
કરે તીરથ વ્રતને દાન, સુનીવ્રત આચરે.

૧ સ્રી અને પુરૂષ.

પડશું એમ આટલું શીષ, ત્યારે સહુ સાંભળ્યું;
પેહેલે સુખના સાગર માંહે, મુખે કહેતી બળ્યું.
વેદ વાક્યા સેવ્યા વિના કંથ, ફળ શું પઠાવશે; રામ૦ ૨
પિતા પુત્ર કરીને વિરૂધ, જુદાં ઘર માંડશે;
મળે જોવાને લોક અપાર, વેરીદાંત કહાડશે.
મલ્લ જુદ્ધ કરે પિતા પુત્ર, દ્રવ્યને કારણે;
એથી એરો થાયે વિખવાદ, ચડે કો ના બારણે.
અર્સ પર્સ એ પુત્રને બાપ, કુવાક્ય ઉચારશે;
જોઈ આચર્ણું જગતના જન, સર્વે હારશે.
પણ વૃધ વિચારે ન ૧મન, ખોએ જગ લાવશે; રામ૦ ૩
એવા હોય છે પુત્ર અપાર, સજીવ નાખે શાથરે;
મારો પૈસો કદી પડે કાજ, ત્યારે નેણુ કાતરે.
કરે સિંહ નાદ પોતે સુખ, ડોશા થરથરે;
થયો હકને ગાત્રથી હીણુ, એથી શું કરે.
તેમ પુત્ર ૨વધુ તો વચન, ક્રોધ કરી ભણે;
પડી રહે ટચરા એક જાગ, તર્ણાવત ના ગણે.
એમ કહ્યું કરે નવ કોય, જીવ ધુંટાવશે; રામ૦ ૪
શુત-વધુ પોતાને શુ ધર્મ, ચાલે પ્રિતથી;
કથા પેહેલ લાવી આપે વસ્ત, નિજ હિતથી.
તોય દગ્ધ કરે એના અંગ, દેઈ અપમાનને;
થયા હોય જો ઉમર પુર, મારે ખોઈ ભાનને.
૩તે વિનસા થકીરે ઉસજોડ, તેતો એને ના ગમે;

---

૧. જુવા પાળી પોસ્યો ભરસે ૨. વહુ. ૩ સ્ત્રી અને પુરૂષ.

પ્રભૂ મારગમાં ધરે પ્રિત, ત્યારે તો અતિ જલે.
તે પરકુમતી માને બાપ, ઓઠુલાવી આપશે; રામ૦ ૫
સગા બંધુઓને થાયે વેર, કદી નથી બોલતા.
મળે મારગમાં સનમુખ, નિજાજોમાં ડોલતા;
કોઈ કોઇને જાયે ન ઘેર, ફરે મુળ કાપતા.
બધુ ૧પ્રજાને જાવા ન દે, રાખે કરી જાપતા;
સગા ભાઇને તજીને મુઢ, સાળાને ચાય છે;
બાંધી દીધે તેથી તો વેહેવાર, ખુશી ચિત્ત થાયછે;
ભગનીને ન દે પટકુલ, સાળીને ખીલાવશે. રામ૦ ૬
પીતા સમધી કરી ત્યાગ, સ્વશુર ઘેર ડોલશે;
જાવ મારે નથો તમકાજ, કુવાકયજ બોલશે.
મારે જગતને ચિન્તા જે બોલ, તેતો મન સાંખસે;
કદી નિજ કુટુંબના જન, બોલાવે ન ઝાંખશે.
કરી સાસરીએ નિચ કાજ, ઘણું મકલાયછે;
નથી જાણતો પેઢી સાત, તણું નાક જાય છે.
કરી સગાની સાથે વિરૂધ, વેરીને બોલાવશે. રામ૦ ૭
નર તજીને પોતાની નાર, બીજીશું માણશે;
કદી હોયે જો શુંદર વેસ, તોયે રોશ આણશે.
*નિરાધાર કરી નિજ ધામ, સગીનું જઈ ઘર ભરે;
તેમ તેમ બતાવીને હેત, ધન હરવા ફરે.
કામ અંધ થયો જે જન, નથી તે વિચારતો.
કેનું સગપણ સાચો સંબંધ, અહે ||ફટકારતો.

---

૧ છોકરાઓ. * ખાલી. || જગતની બોલીયો.

જ્યારે ના દે તેને જર ડામ, વિમુખ ચલાવશે; રામ૦ ૮
વનિતાઓ તજી નિજ કંથ રાત્તરને ચાયછે;
સુનો મુકી પોતાનો સ્યામ પોઝે ભટકાય છે.
છેડો કાહાડીને નાખશે શીશ, દેઈ લાજ નાતરે;
નથી ડરતી પાપણી નાર, કદી કરે ઘાતરે.
આના માટીને ઘેરથી દ્રવ્ય, લાવે એ નારીજો;
નથી પાર લેતા મા બાપ, પિયુજી વિચારીજો.
પણ ખુશી થાયે સહુ સાથ, જ્યારે માલ લાવશે; રામ૦ ૯
ઝીણાં વસ્ત્રને ધરસે અંગ, જગતની નારતો;
કંથ અને વડિલનો જાણ, નહી રાખે ભારતો.
સજે અવનવાં શણગાર, પર પિઉ કારણે;
દેઈ દરશન કેરૂં નામ, ફરે આપ બારણે.
કેડે કોથળી ઘાલી છે એશ, જાણે દકરાણિયો.
મારી ધક્કા પુરૂષોને જાય, મદે પરમાણિયો;
વળી મુઠ્ઠી પુરૂષશીર આળ, અતિ ક્રોધ લાવશે. રામ.૧૦
પિતા પુત્રી દેઈ લેશે ધન, ખાવાને કારણે;
કદી પામશે પુત્રીરે અન, બેસે જે બારણે.
વળી વેહેવાઈ શું કરી વેર, બેઠી ઘેર રાખસે;
કરી પુત્રી તણી આપ પક્ષ, વચન કુડ ભાંખસે.
એથી કરી મેયરનો ગર્વ, ધણીને સંતાપતી;
કરે કાગડી નિત કલેશ, ઘણું કષ્ટ આપતી.
નથી જાણતી કોનાથી કામ, બુદ્ધી ભમાવશે; રામ૦ ૧૧
નહી સારારે ત્રીયાઓ જાય, પિતા ઘેર મહાલસે;
કહે અમર રોહો તુજ બાપ, કુઢંગે ચાલશે.

હાસ્ય કરી મૈયરમાં જાય, સાસરે રડતી જશે;
તેવાં તે જન પાંમશે ફળ, જેવીરે ઈચ્છા હશે.
માલ માટી તણો પોતે ખૈને, બીના ગુણ ગાય છે;
તાત લંછનનું કરે વર્ણ, ત્યારે દુઃખી થાય છે;
આવે મૈયર પક્ષનો કોય, હેતે બોલાવશે. રામ૦ ૧૨
માત તાત પુત્રી ઘેર જઇને, પ્રિતે વાસો રાખશે;
નિજ ઘરથી રાવાયા અન્ન, તણો સ્વાદ ચાખશે.
રામા કંથથી છાનુ દ્રવ્ય પિતાને આલશે;
કરી છીનારવું તો છેવટ બાપને ૧પાલશે.
કોઇક પુત્રી કેરૂં અન્ન, ના ખૈ ઉચારશે;
પણ તે નવ જાણે કોય, ગેબી ગોળો મારશે.
કરી આંતરડાનું વેહેચણ અંતે વિખ્ય વાવશે; રામ૦ ૧૩
થાશે પ્રથવી માંહે બહુ પાપ, પ્રપંચને મેળવી
સહુ વર્ણ તો ચુકસે ધર્મ, કુમતિ ભેળવી.
હશે નૈત જેનીરે પાક, રાખ તેના ઘરમાં;
પણ નૈયત જેની હરામ, જર તેના પદરમાં.
રૂડું દેખીને કોઈનું મુહ, મનમાં અતિ બળે;
લેવા પરસંપતીને ચાહાય, પણ એથી શું વળે.
થાશે કુકર્મતો ઘેર ઘેર, અતિ દુખ પાવશે; રામ૦ ૧૪
વિર્યે રહીત થસે સહુ જન, શુરા બળ મૂકશે;
સદ્‌ગુણી જે સાચા સંત, પોતે સત્ય ચુકશે.
વેશ પલટીને ભરશેરે પેટ, જગતના જનતો;

---

૧ પાળશે. ૨ સ્વાદિષ્ટ થશે.

ગુરૂ થૈને સીષ્યનું જાણુ, ધુતી લેશે ધનતો.
બ્રહ્મચારી કરે વભિચાર, સન્યાસી રસ ચાખશે;
પર્મ હંસ તો જગત શું જાંણુ ઘણી પ્રિત રાખશે;
સિષ્ય ગુરૂથી થઇને વિમુખ, પંથ ચલાવશે. રામ૦ ૧૫
ક્રિયા રહિત થશે બ્રાહ્મણ, મુરખ માન પામશે;
આચારી કરસે અનાચાર દયાળુ સુખ વામશે.
ઉંચ હશે જે માનવી જન, નિચને જાચશે;
ઘેરઘેરતો વેદ પુરાણ, સૌકો વાંચશે.
વિદ્યા રહિત થઇને બ્રાહ્મણ ઘેરઘેર ભટકશે;
પોળ ચૌટે વાંચીને પુરાણ, નર્ધાને પટકશે.
વિદ્યા લક્ષ્મી નિચને ઘેર, રડી હર્ખ લાવશે; રામ૦ ૧૬
ત્રિયા બાળપણે રંડાય, વિપ્રો કરે નાતરાં;
કુ રૂતુવેતો વૃક્ષના જાણુ, ખરશે પાતરાં.
વિધવા ધરીને શણુગાર, ઘેરઘેર ભટકશે;
ઘણો જોઇને જરનો જમાવ, કાળજુ છટકશે.
નહી સેવે પંડીતને કોય, અપમાન્ય આપશે;
નિરમળ વેદ પુરાણના વાક્ય, માને ન ઉથાપશે.
નહી સાચાને કરે કો પત્ય, જુઠાને મનાવશે .રામ૦ ૧૭
ખરી વિદ્યા ખુણામાં મુકાવી, ભુવા ધુતી ખાય છે;
કરે વિસવાસઘાતને ખુન, આત્મહત્યા થાય છે;
બંધુ બેહેનનું સરવસ ખાય, વિપ્રો ગર્જે ચડે;
કરે વભિચારી વહનીમાં સ્નાન, સતી ભરમ થૈ પડે.
થાશે ઘેર ઘેર કલેશ, શું સ્વપ્ને માંડીને;
નિંદયાવાંન થશે સહુ લોક કલંક જોડીને.

સાધુ રાખી સહુથી સબંધ, ત્યાગ બતાવશે. રામ૦૧૮
રાય રૈયતપર નવા કર, હમેશાં ઘાલશે;
તજી પોતાતણા અષ્ટ અંગ, કુમતે ચાલશે.
પક્ષ કરી ચુકવશે ન્યાય. પ્રખાશણ તોડશે;
શાહુકારાનો કરશે દંડ, ચોરને છોડશે.
સાધુ બ્રાહ્મણને ન્યાળી રાય, આડું બાળશે;
ધનાધીપર કરશે મેહેર, ગરીબોને બાળશે.
હરિકથા ધરે નહીં કાન, પુન્ય તજાવશે; રામ૦ ૧૯
હશે અન્ન ત્યાં નહીં ખાનાર, ખાનાર ત્યાં અન્ન નહીં;
માગે તેને ન દેશે પુત્ર, અભાવીને દે સહી.
પ્રભુ ન ચાલતાં એક વાર, અન્ન પકાવશે.
રાખો ઇશ્વર ઉપર ભાવ, ધુળ ફકાવશે.
પય પૈને ઉછેરશે સાપ, તે કો વેળા ડશે;
કોઇએ કર્યો હશે અતિ ગુણ, તેતો વૃથા જશે.
નક્કી જાણજો ઉલટો ચોર, પ્રધાનને ડંડાવશે; રામ૦૨૦
કંઠી બાંધશે વેરાગી જાણ, રૂપૈયો લેઈ રોકડો;
રમી ભવાની ઘેર ઘેર, માગશે બોકડો.
જગત ભૂલશે પ્રભૂનું નામ, પાખંડ પુજશે;
આખા દિવશમાં એક વાર, ખરૂં બોલતાં ધ્રુજશે.
વૈદ્ય બ્રાહ્મણ તે સ્ત્રીજન, પ્રપંચે ભમાવશે;
થશે ક્ષત્રી આયુધ બળહીણ, રાજ ગમાવશે.
પછી ક્ષત્રી કેરૂં તો રાજ્ય, શૌદ્ર ચલાવશે. રામ૦ ૨૧
બાર વર્ષની બાળાઓ જેહ, ગર્ભ ધારણ કરે;

માત તાતથી પેહેલુંરે જાણ, બાળક નિશ્ચે મરે.
અન્ન આધારે સૈનાતો પ્રાણ, રહેશે પ્રમાણજો;
સવાસો વર્ષનું આયુષ, (પણ) થોડે મરે જાણજો.
વર્ણ તજે તો ભમશે મોહોત, પણ ગર્વ નહિ તજે;
જાણી ક્ષણભંગુર આ દેહ, ગોવિંદને નહિ ભજે.
હિંસા કરતા ન ડરશે મન, પરધન પડાવશે;રામ૦૨૨
દ્રવ્ય કુટુંબનો ધરી મંદ, પામરને સતાવશે;
પિતા કરીને પુત્રનો ત્યાગ, જર્મને નભાવશે.
કરી તિરથ વૃતને દાન, કુકર્મ ફેલાવશે;
યજ્ઞ યાગ તો થાશે બંધ, જોશ જોવડાવશે.
સાધુ સન્યાસીને અતિત, અંત્રીક્ષ ચાલશે;
મુષ્ટિ સાટે ભિક્ષુતને લોક, ગાળો આલશે.
દાન કરી પાછું લેવા ચાહાય, સ્વકિર્તી ફેલાવશે.રામ૦૨૩
હાથે મુસલમાનની નાર, ચુડા ચડાવશે;
ચાંદલો કરી નિજ લેલાટ, કાંટો અડાવશે.
હિંદુ સ્ત્રીયો ભુજ મોઝાર, બંગડીયો ખખડાવશે;
થશે ચાંદલા થકી વિરૂધ નથનીયો લટકાવશે.
નાત પટેલ પક્ષેથી જાણ, પંચાતો ડોળશે;
એક બદામ પોતાની કાજ, પરનું ઝાઝ બોળશે.
કરતાં ભજન કીરતન દાન, વિઘન ઘણા આવશે.રામ૦૨૪
રામચંદ્રે કળીના આચર્ણ, ભર્તશું ભાખીયા;
ગીરધરકૃત રામાયણ માહ, પ્રગટ મેં દાખીયા;
ઉત્તરકાંડના અધ્યાય શોળ, ચોપે સતાવી તજી;

દુહો વાંચીને ત્રીજે ત્રત, આ બુક મેં સજી;
જોજો શ્રોતાવકતા સહુ જન, કદી સંસે પડે;
ણિના ઉપરની લેસ્યો લક્ષ, ત્યારેતો ઝટ જડે,
ત્રહિતો લલ્લુરામ પધડબંધ, કેહુંછે મથાવશે. રામ૦ ૨૫




# નોટીસ.



સર્વ સદ્ગ્રહસ્થોને ખબર આપવામાં આવે છે કે [શ્રી શીરક્ષેત્રે પડેલી હડતાલની હકીકત તથા જગતપતીવંદન તથા કળીઆચર્ણ તથા વ્યાસજી મગનલાલ બાપુજીકૃત. ભરતખંડાધીપતી રાજવર્ણ તત્વસાર, તથા વ્યાસજી પીતાંબર જીવરામે પૂર્વી ભાષાથી ગુજરાતી ભાષામાં રચેલું સૂર્યપુરાણ અને ગણેશપુરાણ હવે પછી બહાર પાડવામાં આવશે,) માટે આ ઉપરના પુસ્તકો હમારે ત્યાંથી રોકડા નાણાથી મળશે. અને પરદેશીઓને મંગાવતાં ટપાલખર્ચ વધુ આપવો પડશે. તથા નાટપેટ પત્ર લીધામાં આવશે નહીં.

## પાઠકબંધુ, બ્રહ્મક્ષત્રી લલુભાઈ ઈચ્છારામ.

સ્વસ્થાન વડોદરા ચાંપાનેરી દરવાજેથી ઉત્તર વકીલની હવેલી આગળ.

## ઉપર લખેલાં પુસ્તકો વડોદરામાંથી નીચેના ઠેકાણેથી મળશે.

વ્યાસજી. મગનલાલ બાપુજી. ઠે૦ બાજવાડાની ક્ષત્રી પોળમાં

વ્યાસજી ઇશ્વર નાગર ઠે૦ નવેબજારથી કાળુપરાના નાકે કું-ભારોના ઘર આગળ. (હેલામાં

વ્યાસજી પીતાંબર જીવરામ. ઠે૦ કાળુપરામાં યમુનાબાઇના ડે

બુકસેલર ઠક્કર રણછોડ મોતીરામ ઠે. નવાબસાહેબની હવેલી આગળ.

માસ્તર બુકસેલર દલસુખરામ લલ્લુભાઈ ઠે૦ લિંબડાપોળ.

બુકસેલર હીમતલાલ લલ્લુભાઈ ઠે૦ ગણપતરાવ માકનની પોળને નાકે.

બુકસેલર મગનલાલ હરજીવન ઠે૦ મામાની પોળના મોઢે.

બુકસેલર મોતીલાલ કેસવલાલ ઠે૦ સેહેરમાં રણછોડજીના મંદીર પાસે.

શાસ્ત્રી નરભેરામ ઇચ્છારામ ઠે૦ ઉંચી પોળે જતા રાધાકૃષ્ણની પોળમાં.